श्री द्वारिकेशोजयति

श्री वल्लभकुलनां पुष्टिमार्गीय

पुस्तकालय अने संस्कृत पाठशाळा

महेसाणा.

तरफथी गुजराती अनुवाद साथे.

---

श्री महाप्रभुजी कृतो

# ग्रंथरत्नसमुच्चयः

## प्रथमो भाग.

---

અનુવાદક અને પ્રકાશક

હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા. દીસાવાળ ગોર

મહેસાણા.

વ્યવસ્થાપક

ગોવિંદલાલ વ્રજભુખણદાસ. મુ. પેટા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ સને ૧૯૧૮.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.

માંકડીશેરી ગેટ—અમદાવાદ.

अमुल्यं पुस्तकमिदम्

# જાહેર ખબર.

આ સંસ્થા તરફથી માર્ગીય વૈષ્ણવોના નિત્ય નિયમના પાઠ ગુજરાતી ભાષાન્તર સાથે છપાઇ પ્રસિદ્ધ થાય છે તો જેમને જરૂર હોય તેમણે સંસ્થાને શિરનામે લખી જણાવવું જેથી તેને માટે યોગ્ય વ્યવસ્થા થશે.

શિરનામુ.

શ્રી દ્વારિકાનાથજીના મંદિરમ.

નીચો ભાટવાડો-મહેસાણા.

લિ. હીરાલાલ દુર્ગાશંકર.

અથવા

વ્યવસ્થાપક

ગોવિંદલાલ વ્રજભુખણદાસ.

મુ. કડી.

---

પ્રકાશક-હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા. મુ. મહેસાણા.

श्री द्वारिकेशोजयति.

# भूमिका.

અખંડભૂમંડલાચાર્યવર્ય માયાવાદતિમિરભાસ્કર શ્રીમહાપ્રભુજીએઅનેકમતમતાન્તરનું ખંડન કરી પ્રમાણચતુષ્ટય (વેદ, ગીતા, વ્યાસસૂત્ર અને ભાગવત) ઉપર ભાષ્ય કરી પોતાના જે સિદ્ધાન્તો પ્રતિપાદન કરેલા છે તે અતિ અર્થગાંભિર્યવાળા અને સુક્ષ્મ હોવાથી સાધારણ બુદ્ધિના માણસોથી સમજાય તેવા નહિં હોવાથી તેઓશ્રીએ ટુંકા ગ્રંથોદ્વારા જે માર્ગીય ઉપદેશ આપેલો છે તેમાંના નિત્યોપયોગી સોળ ગ્રંથોને **षोडश ग्रंथ** કહે છે. તેમાંથી **श्री कृष्णाश्रय** નું ભાષાન્તર કરી બહાર પાડેલું છે તેનો લાભ વૈષ્ણવ બંધુઓને સારી રીતે મળે છે, અને આ ગ્રંથમાં **श्री यमुनाष्टकम् श्रीसिद्धान्तरहस्यम् कृष्णश्रयः नवरत्नम्. चतुः श्लोकी** એ પાંચગ્રંથ એકત્ર કરેલા છે. તેનાં ભાષાન્તરો કેટલાક માર્ગીયસાક્ષરોએ વિસ્તારથી કરેલાં છે તેથી તેના પ્રમાણમાં ભૂમિકાઓ પણ લખાએલીજ છે. તેથી વિસ્તાર વાળી ભૂમિકા લખી ભગવદીયોનો અમુલ્ય કાલક્ષેપ કરવો ઇષ્ટ ન લાગવાથી તેને માટે યથામતિ કંઇક લખું છું. તે લખવાનો હેતુ સાક્ષરોને પ્રસન્ન કરવા કરતાં અલ્પજ્ઞ વૈષ્ણવ બંધુઓને સામાન્ય જ્ઞાન આપવાનો વિશેષ છે.

અખંડ ભૂમંડલાચાર્ય શ્રીમહાપ્રભુજીએ ગંગા આદિ અનેક નદિઓ વિદ્યમાન હોવા છતાં શ્રી યમુનાજીની સ્તુતિ શા માટે કરી, તેને માટે પદ્મપુરાણમાં કહ્યું છે કે **ब्रह्मेत्युपनिषद्गीतस्तदेव यमुनास्वयम्** (જેને ઉપનિષદો બ્રહ્મ એવા નામથી સ્તુતિ કરે છે તેજ બ્રહ્મરૂપ શ્રી **यमुनाजी** છે તથા શ્રી આચાર્યચરણ પણ લખે છે કે **मुरारिपदपङ्कजस्फुरदमन्दरेणूत्कटाम्** (પૂર્ણપુરૂષોત્તમ) **श्रीकृष्ण** ના ચરણકમળની પુષ્કળ રજવડે વ્યાપ્ત એવાં) અર્થાત્ તે પૂર્ણપુરૂષોત્તમ **श्रीकृष्ण** નું લીલાસ્થાન હોવાથી પણ શ્રી યમુનાજી પ્રભુ રૂપ છે તેમજ ફરીને શ્રી આચાર્યચરણ આજ્ઞા કરે છે કે **नमत कृष्णतुर्यप्रियाम्** (શ્રીકૃષ્ણ પરમાત્માનાં ચતુર્થ પતિન શ્રીયમુનાજીને હે વૈષ્ણવો તમે નમસ્કાર કરો) તેનો હેતુ એ છે કે શ્રીગોલોકમાં જે ચારયુથ મનાય છે તેમાં એક યુથનું આધિપત્ય શ્રીયમુનાજીનું છે એટલે દરેક ભગવદીએ સર્વદા સેવ્ય છે.

તેમજ શ્રી આચાર્ય ચરણ શ્રી યમુનાજીને **सकलसिद्धिहेतुम्** (સકલ સિદ્ધિઓના હેતુ રૂપ) એવા વિશેષણથી વર્ણવે છે. તેનો હેતુ એ છે કે શ્રી યમુનાજીના સેવનથી પુષ્ટિમાર્ગે પ્રતિપાદિત મુખ્ય અષ્ટસિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ૧. સાક્ષાત્ ભગવત્સેવોપયોગી દેહની પ્રાપ્તિ. ૨. ભગવલ્લીલાનું અવલોકન ૩. ભગવલ્લીલા રસનો અનુભવ ૪. સર્વાત્મભાવ.

સિદ્ધિ. ૫. ભગવદ્દાવિષ્ટદેહપ્રાપ્તિ. ૬. હૃદયમાં પ્રભુલીલાનું અવલોકન. ૭. પ્રભુના ભાવાત્મકસ્વરૂપવડે ભાવાત્મકરસનો અનુભવ. ૮. વિરહાવસ્થામાં પણ સર્વાત્મભાવની પ્રાપ્તિ એ પ્રમાણે શ્રી યમુનાજીનો નિત્યનિયમ પૂર્વક ભાવયુક્ત પાઠ કરવાથી અષ્ટ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તથા પ્રસન્ન થયેલાં શ્રીયમુનાજી ભક્તનાં કેવાં પ્રકારના કર્યો કરે છે તે નીચેના દ્રષ્ટાન્ત ઉપરથી સ્પષ્ટ થાય તેમ છે કિશોરિબાઇ કરીને એક પરમવૈષ્ણવ હતાં તે પ્રેમથી નિરંતર શ્રીયમુનાજીનો પાઠ કરતાં હતાં. ઉપરોક્ત વૈષ્ણવ કિશોરીબાઇના હાથપગ શીતળાના રોગને લીધે લુલા થઇ ગયા હતા તેથી તેમની બ્હેન તેમને રસોઇ કરીને ખવરાતી હતી. એક દિવસ તેમની બ્હેન તેમનાથી રીસાઇને ઘેર ચાલી ગઇ, અને રસોઇ કરવા આવી નહીં તેથી શ્રી યમુનાજીએ કિશોરીબાઇ ઉપર કૃપા કરીને પોતે તેમના ઘેર આવીને રસોઇ કરીને મહાપ્રસાદ લેવરાવ્યો. એ પ્રમાણે ત્રણ દિવસ કર્યું તેથી કિશોબાઈના હાથ પગ પણ સારા થઈ ગયા. અને સુખી થયાં. અને છેવટે શ્રી ઠાકોરજીનો પણ સાનુભાવ થયો. એ પ્રમાણે શ્રી યમુનાજી જેના ઉપર કૃપા કરે તેને ઉત્તમોત્તમ વસ્તુનો લાભ થાય એ નિર્વિવાદ છે. માટે પ્રત્યેક ભાવિક વૈષ્ણવે શ્રી યમુનાજીની સ્તુતિ કરવી એ પરમ કર્તવ્ય છે.

બીજો ગ્રંથ શ્રીસિદ્ધાન્તરહસ્ય છે તેનો સામાન્ય અર્થ

પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું તાત્પર્ય એવો થાય છે એટલુંજ નહિં પરંતુ **साक्षाद्भगवताप्रोक्तम्** એટલે સાક્ષાત્ શ્રી પૂર્ણ પુરૂષોતમ પ્રભુએ શ્રીમુખથી શ્રી આચાર્ય ચરણને કહેલું છે તેમજ શ્રી હરિરાયજી પોતાના **मार्गस्वरुपनिर्णय** નામના ગ્રંથમાં પણ આજ્ઞા કરે છે **स्वमार्गः सर्वथाज्ञेयः** (એટલે પુષ્ટિમાર્ગ સર્વ પ્રકારે ભગવદીયોએ જાણવો તેમજ ગ્રંથના પ્રારંભમાં **ब्रह्मसम्बन्ध करणात्** એ વાક્યથી બ્રહ્મ સમ્બન્ધ કરવાથી જીવ અને દેહના દોષોની નિવૃત્તિ તેમજ દેહને લગતી યાવદ્વસ્તુનો બ્રહ્મ સાથે સમ્બન્ધ થવાથી પ્રત્યેક વસ્તુમાં ભગવદ્‌ભાવના થાય છે. ઈત્યાદિ તાત્પર્ય આ ગ્રંથમાં છે. **श्रीकृष्णाश्रय** ને માટે પણ તે ગ્રંથના મુળ શબ્દ ઉપર વીચાર કરવાથી **कृष्णस्य-आश्रयः** શ્રી કૃષ્ણ (શ્રી પૂર્ણ પુરૂષોત્તમ) નો જે પરિપૂર્ણ નિષ્કામ પ્રેમ લક્ષણા ભક્તિપૂર્વક **आश्रय**-આશ્રયે જવું અથવા શરણે જવું. તેમજ આ દુષ્ટ સ્વભાવવાળા કલિયુગમાં ધર્મની મર્યાદા નષ્ટપ્રાય થઇ ગઇ છે. વર્ણ આશ્રમ ધર્મ અને તિર્થાદિક પવિત્ર સ્થળોમાં પણ અનેક પ્રકારની વિચિત્રતા જોવામાં આવે છે. માટે શ્રીમદ્ ભાગવતાદીમાં **कृष्णस्तु भगवान् स्वयं, अहोभाग्यं महोभाग्यं नंदगोपव्रजौकसां यन्मित्रपरमानंदं पूर्णब्रह्म सनातम्** ઈત્યાદિ વચનોને પવિત્ર અંતઃકરણમાં સ્થાન આપીને **केवलया भक्त्या** કેવલ ભક્તિવડે શ્રી પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રને શરણે જવું એજ કર્તવ્ય છે.

**श्रीनवरत्नग्रंथमां** બ્રહ્મ સમ્બન્ધ કર્યા પછી ભગવતકૃપા-પાત્ર જનોએ પોતાની ગતિને માટે ચિંતા કરવી નહીં કારણકે **नकरिष्यति लौकिकिम् चगतिम्** પ્રભુ લૌકિક ગતિ ( સાધારણ જીવોના જેવી ) કરશે નહીં. તથા પોતાના ગૃહસ્થાશ્રમને માટે પણ ચિન્તા કરવી નહીં કારણકે શ્રીમુખથીજ કહ્યું છે કે **तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्** તો પ્રભુ યોગક્ષેમનું વહન કરશેજ એટલા માટે अतः **सेवा परं चित्तं विधाय स्थीयतां सुखम्** ચિત્તને ભગવત્સેવા પરાયણ કરીને આનંદથી રહો અને કોઇ પ્રકારની ચિંતા ન કરશો એ પ્રમાણે આ ગ્રંથનું તાત્પર્ય છે.

તથા **चतुःश्लोकी** માં **भजनीयां व्रजाधिपः** એ વાકયથી ભગવત્સેવારૂપી ( ધર્મ ) **प्रभुः सर्व समर्थोहि** એટલે પ્રભુ સર્વ કાર્ય કરવા સમર્થ છે એટલે સર્વ વસ્તુ પ્રભુ ઇચ્છિત આપશે તેનાથી (અર્થ) **यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि** જો શ્રી ગોકુલાધિપતિ શ્રી કૃષ્ણ હૃદયમાં ધારણ કર્યા તો પછી તે સર્વ કામના પૂર્ણ કરે છે તે ઉપરથી (કામ) તેમજ છેલ્લા શ્લોક ઉપરથી (મોક્ષ) એમ ચતુર્વિધ પુરૂષાર્થ સિદ્ધ થાય છે. તથા આ ગ્રંથ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તના તાત્પર્યરૂપ છે.

લિ. ભગવત્ કૃપાનુરાગી

**હીરાલાલ દુર્ગાશંકર પંડ્યા.**

श्री द्वारिकेशो जयति

# श्री यमुनाष्टकम्

श्रीकृष्णायनमः

नमामि यमुनामहं सकलसिद्धिहेतुंमुदा ।
मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना ।
सुरासुरसुपूजित स्मरपितुः श्रियं बिभ्रतीम् ॥१॥

નમામિ યમુનામહં સકલસિદ્ધિહેતું મુદા ।
મુરારિપદપંકજસ્ફુરદમંદરેણૂત્કટામ્ ॥
તટસ્થનવકાનનપ્રકટમોદપુષ્પામ્બુના ।
સુરાસુર સુપૂજીત સ્મરપિતુઃ શ્રીયંબિભ્રતીમ્ ॥ ૧ ॥

ભાવાર્થ—તમામ પ્રકારની સિદ્ધિઓનાં કારણરૂપ અને શ્રીકૃષ્ણના ચરણકમલની રજને લીધે ઉત્તમ તથા કિનારા ઉપરના નાના બગીચાનાં સુગંધીવાળાં પુષ્પ અને જળ વડે દેવોએ અને દૈત્યોએ પૂજન કરેલા કૃષ્ણપરત્માની શોભાને ધારણ કરનારાં શ્રી યમુનાજીનું હું આનંદથી નમસ્કાર કરૂં છું ॥ ૧ ॥

कलिंदगिरिमस्तकेपतदमंदपूरोज्ज्वला ।
विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता ॥

सघोषगतिदंतुरासमधिरूढदोलोत्तमा ।
मुकुंदरतिवर्द्धिनी जयति पद्मबन्धोः सुता ॥२॥

કલિંદગિરિ મસ્તકે પતદ મંદ પૂરોજ્જવલા ।
વિલાસ ગમનોલ્લસત્પ્રકટગંડશૈલોન્નતા ॥
સઘોષગતિદંતુરા સમધિરૂઢ દોલોત્તમા ।
મુકુંદરતિ વર્દ્ધિની જયતિ પદ્મબન્ધોઃ સુતા ॥

**ભાવાર્થ**—કલિંદ નામના પર્વત ઉપર જોસથી પડતું શ્રીયમુનાજીના જળનું પૂર તેને લીધે ઉજળાં અને આનંદ પુર્વક ચાલવાથી શોભાયમાન તથા તેમાં દેખાતા મોટા પત્થરોને લીધે ઉંચાં એવાં તથા શ્રીયમુનાજળની ( ખળળળ ) શબ્દ સહિત ગતિ વડે સુંદર લાગતાં તથા બે કિનારા રૂપી હીંચકામાં બિરાજમાન હોવાથી ઉત્તમ એવાં મુકુંદ ભગવાનમાં પ્રીતિ વધારનારાં સૂર્યનાં પુત્રિ શ્રી યમુનાજી જય પામો. ॥ ૨ ॥

भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः ।
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ॥
तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुका ।
नितंबतटसुंदरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३ ॥

ભુવં ભુવનપાવનીમધિગતામનેકસ્વનૈઃ ।
પ્રિયાભિરિવ સેવિતાં શુકમયૂરહંસાદિભિઃ ॥

તરંગભુજકંકણપ્રકટમુક્તિકાવાલુકા ।
નિતમ્બતટ સુંદરીં નમત કૃષ્ણ તુર્ય પ્રિયામ્ ॥ ૩ ॥

**ભાવાર્થ**–જગતને પાવન કરવા માટે પૃથ્વી ઉપર પધારેલાં તથા પ્રિયાથી સેવાયેલ પતિની માફક શુક, મોર, હંસ, ઇત્યાદિ પક્ષિઓથી અનેક પ્રકારના શબ્દોવડે સેવાયેલાં તથા જેમના જળના તરંગરૂપી ભુજકંકણમાં રેતીરૂપ મોતી દેખાય છે અને કિનારા રૂપી નિતંબથી શોભાયમાન શ્રી કૃષ્ણપરમાત્માના ચતુર્થ પત્નિ શ્રી યમુના મહારાણીને હે વૈષ્ણવો નમસ્કાર કરો. ॥ ૩ ॥

**अनन्तगुणभूषिते शिवविरंचिदेवस्तुते ।**
**घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे ॥**
**विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते ।**
**कृपाजलधिसंश्रिते मम मनःसुखं भावय ॥ ४ ॥**

અનન્તગુણભૂષિતે શિવવિરંચિદેવસ્તુતે ।
ઘનાઘનનિભે સદા ધ્રુવપરાશરાભીષ્ટદે ॥
વિશુદ્ધ મથુરાતટે સકલ ગોપગોપીવૃતે ।
કૃપાજલધિસંશ્રિતે મમ મનઃસુખં ભાવય ॥ ૪ ॥

**ભાવાર્થ**–અનંત ગુણોથી શોભાયમાન શિવ બ્રહ્મા આદિ દેવતાઓએ સ્તુતિ કરેલાં, ઘાડા મેઘોના સરખી કાન્તિવાળાં અર્થાત્ (શ્યામસ્વરૂપ વાળાં) ધ્રુવ અને પરાશર ઈત્યાદિના મનોરથ

પૂર્ણ કરનારાં અને જેમના કિનારે પવિત્ર મથુરાંજી આવેલાં છે, તથા તમામ ગોપ અને ગોપીઓથી વ્યાપ્ત તેમજ કૃપાના સમુદ્ર રૂપી ( શ્રીકૃષ્ણ ) નો આશ્રય કરીને રહેલાં હે શ્રી યમુનાજી મારૂં મન પ્રસન્ન રહે તેવું સુખ આપો. ॥ ૪ ॥

**यथा चरणपद्मजा मुररिपोः प्रियं भावुका ।**
**समागमनतोभवत्सकलसिद्धिदा सेवताम् ॥**
**तयासदृशतामियात्कमलजा सपत्नीव यत् ।**
**हरिप्रियकालिंदया मनसि मे सदा स्थीयताम् ॥५॥**

યથા ચરણપદ્મજા મુરરિપોઃપ્રિયં ભાવુકા ।
સમાગમનતોભવત્સકલસિદ્ધિદા સેવતામ્ ॥
તયા સદૃશતામિયાત્કમલજા સપત્નીવ યત્ ।
હરિપ્રિયકલિંદયા મનસિ મે સદા સ્થીયતામ્ ॥ ૫ ॥

**ભાવાર્થ**–જે યમુનાજીના સંગમથી શ્રી ગંગાજી પણ પ્રભુમાં પ્રેમવાળાં થયાં એટલુંજ નહિં પણ તેમના સેવકોને અનેક પ્રકારની સિદ્ધિઓ આપવાવાળાં થયાં, તેમની બરાબરી જો કોઇ કરી શકે તો તેમના સરખાં સૌભાગ્યવાળાં શ્રી લક્ષ્મીજી કરે એટલા માટે, પ્રભુના ભકતોનાં ક્લેશને કાપનારાં શ્રી યમુનાજી મારા મનમાં હમેશાં રહો. ॥ ૫ ॥

नमोऽस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतम् ।
न जातु यमयातना भवति ते पयःपानतः ॥
यमोऽपि भगिनीसुतान् कथमु हंति दुष्टानपि ।
प्रियो भवति सेवनात्तव हरेर्यथा गोपिकाः ॥६॥

નમોસ્તુ યમુને સદા તવ ચરિત્રમત્યદ્ભુતમ્ ।
ન જાતુ યમયાતના ભવતિ તે પય: પાનત: ॥
યમોપિ ભગિનીસુતાન્કથમુ હંતિ દુષ્ટાનપિ ।
પ્રિયો ભવતિ સેવનાત્તવ હરેર્યથા ગોપિકા: ॥ ૬ ॥

**ભાવાર્થ**—હે શ્રી યમુનાજી તમને સદા અમારા નમસ્કાર હો શાથી કે તમારી લીલા અતિ અદ્દભુત છે, તેમજ તમારા જળનું પાન કરવાથી નર્કનાં દુઃખો ભોગવવાં પડતાં નથી. કારણુ કે શ્રી યમુનાજી યમનાં બેન હોવાથી શ્રી યમુનાજીના પુત્રરૂપ વૈષ્ણવો દુષ્ટ હોવા છતાં પણ યમ શી રીતે શિક્ષા કરે તથા હે શ્રીયયુનાજી તમારા સેવનથી તમારૂ સેવન કરનાર ગોપીકાઓની માફક શ્રી કૃષ્ણુપરમાત્માને પ્રિય થાય છે. ॥૬॥

ममस्तु तव सन्निधौ तनुनवत्वमेतावता ।
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुंदप्रिये ॥
अतोऽस्तु तव लालना सुरधुनी परं संगमात् ।
तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥

ભ્રમાસ્તુ તવ સન્નિધૌ તનુનવત્વમેતાવતા ।
ન દુર્લભતમા રતિર્મુરરિપૌ મુકુંદપ્રિયે ॥
અતોસ્તુ તવ લાલના સુરધુની પરં સંગમાત્ ।
તવૈવ ભુવિ કીર્તિતા ન તુ કદાપિ પુષ્ટિ સ્થિતૈઃ ॥ ૭ ॥

ભાવાર્થ—મુકુંદ ભગવાનને પ્રિય એવાં હે શ્રી યમુનાજી આપનું સેવન કરવાથી આપની સમક્ષમાંજ મને નવો (ભગવત્સેવોપયોગી) દેહ આપો, એટલે શ્રી મુરારિ ભગવાનમાં પ્રીતિ થવી દુર્લભ નથી. શ્રી ગંગાજીનાં પણ તમારા સંગમથીજ પૃથ્વીમાં ગુણ ગાન થાય છે; તમારા વિના પુષ્ટિ ભકતોએ. ગંગાજીના ગુણગાન કર્યાં નથી. અર્થાત્ ભગવદીઓએ આપનીજ સ્તુતિ કરેલી છે.

स्तुतिं तव करोति कः कमलजा सपत्नि प्रिये ।
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥
इयं तव कथाधिका सकलगोपिका संगम ।
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥ ८ ॥

સ્તુતિ તવ કરોતિ કઃ કમલજા સપત્નિ પ્રિયે ।
હરેર્યદનુસેવયા ભવતિ સૌખ્યમામોક્ષતઃ ॥
ઇયં તવ કથાધિકા સકલગોપિકા સંગમ- ।
સ્મરશ્રમજલાણુભિઃ સકલગાત્રજૈઃ સંગમઃ ॥

ભાવાર્થ—પ્રિય એવાં તથા લક્ષ્મીજીના સમાન સૌભાગ્યવાળાં હે

શ્રી યમુનાજી તમારી સ્તુતિ કરવાને કોણ સમર્થ છે ? શાથી કે, પ્રભુ સાથે લક્ષ્મીજીની સેવા કરવાથી મોક્ષ પર્યંતનું સુખ પ્રાપ્ત થાય છે, પરંતુ લક્ષ્મીજી કરતાં તમારામાં એક વાર્તા અધિક છે અને તે એકે ગોપીઓના અંગસંગથી શ્રી કૃષ્ણ શ્રી (પૂર્ણ પુરૂષોત્તમના) શરીરમાંથી નિકળેલો પરશેવો તેની સાથે સંગમ થાય છે. ( અર્થાત્ તમે ભગવલ્લીલાની પ્રાપ્તિ કરાવો છો. )

**तवाष्टकमिदं मुदा पठति सुरसुते सदा।**
**समस्तदुरितक्षयो भवति वै मुकुंदे रतिः**
**तया सकलसिद्धयो मुररिपुश्च संतुष्यति।**
**स्वभावविजयो भवेद्वदति वल्लभः श्रीहरेः॥**

તવાષ્ટકમિદં મુદા પઠતિ સુરસુતે સદા ।
સમસ્ત દુરિતક્ષયો ભવતિ વૈ મુકુંદે રતિ:
તથા સકલ સિદ્ધયો મુરરિપુશ્ચ સંતુષ્યતિ ।
સ્વભાવ વિજયો ભવેદ્વદતિ વલ્લભ: શ્રીહરે: ॥

ભાવાર્થ–હે સુર્યપુત્રિ યમુનાજી તમારૂં આ યમુનાષ્ટક જે માણસ આનંદથી ભણે છે તેનાં તમામ પાપો નાશ પામે છે અને તેની મુકુંદ ભગવાનમાં પ્રીતિ થાય છે તથા તમામ પ્રકારની સિદ્ધિઓ તેને પ્રાપ્ત થાય છે અને શ્રી કૃષ્ણ પરમાત્મા તેના ઉપર પ્રસન્ન થાય છે તથા તમારૂં સેવન

કરનાર માણસ (પોતાના દુષ્ટ) સ્વભાવને પણ જીતે છે. એ પ્રમાણે શ્રી હરિના પ્રિયશ્રી આચાર્યજી મહા પ્રભુજી કહે છે.

इति श्रीमद्वल्लभाचार्यविरचितं यमुनाष्टकं समाप्तम

# श्री सिद्धान्तरहस्यम्

श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ॥
साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ १ ॥

શ્રાવણસ્યામલે પક્ષે એકાદશ્યાં મહાનિશિ ।
સાક્ષાદ્ભગવતા પ્રોકતં તદક્ષરશ ઉચ્યતે ॥ ૧ ॥

ભાવાર્થ-શ્રી શ્રાવણ મહિનાની શુકલ પક્ષની એકાદશીની અડધી રાતે સાક્ષાત્પ્રભુએ શ્રીમુખથી જે રહસ્ય કહેલું છે તે અક્ષરે અક્ષર કહું છું.

ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः ॥
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पंचविधाः स्मृताः ॥२॥

બ્રહ્મસંબધકરણાત્સર્વેષાં દેહજીવયો: ॥
સર્વદોષનિવૃત્તિર્હિ દોષા: પંચવિધા: સ્મૃતા: ॥ ૨ ॥

ભાવાર્થ-બ્રહ્મ સંબંધ કરવાથી પ્રાણી માત્રના દેહ અને જીવોથી થયેલા સઘળા દોષો નાશ પામે છે એ દોષો પાંચ પ્રકારના છે.

**सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ॥**
**संयोगजाः स्पर्शजाश्च न मंतव्याःकथंचन ॥ ३ ॥**

સહજા દેશકાલોત્થા લોકવેદ નિરૂપિતાઃ ॥
સંયોગજાઃ સ્પર્શજાશ્ચ ન મંતવ્યાઃ કથંચન ॥ ૩ ॥

**ભાવાર્થ**–સહજા ( દેહની સાથે જન્મેલા ), દેશકાલોત્થા [ દેશ તથા વખતને લીધે થએલા, લોક અને વેદમાં નિરૂપણ કરેલા, તથા સંયોગજા ( સંયોગથી થએલા ), સ્પર્શજા (અડકવાથી (થતા) ઉપર કહ્યા પ્રમાણે પાંચે પ્રકારનાં દોષો બ્રહ્મ સંબંધ કરવાથી નાશ પામે છે. એટલા બ્રહ્મ સંબંધ કર્યા પછી માટે ભગવત્સેવાના કાર્યમાં એ દોષોને માનવા નહિ.

**अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथंचन ॥**
**असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥ ४ ॥**

અન્યથા સર્વદોષાણાં ન નિવૃતિઃ કથંચન ।
અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્ ॥ ૪ ॥

**ભાવાર્થ**–બ્રહ્મ સંબંધ કર્યા શિવાય બીજા કોઈ પણ પ્રકારે દોષોનો નાશ થતો નથી, માટે જે વસ્તુઓ પ્રભુને અર્પણ ન કરેલી હોય તેનો ત્યાગ કરવો.

**निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ॥**
**न मतं देवदेवस्य सामि भुक्तं समर्पणम् ॥ ५ ॥**

નિવેદિભિ: સમર્પ્યૈવ સર્વં કુર્યાદિતિસ્થિતિ: ।
નમતં દેવદેવસ્ય સામિભુક્તંસમર્પણમ્ ॥ ૫ ॥

**ભાવાર્થ**–બ્રહ્મ સંબંધ કરેલા વૈષ્ણવોએ પ્રત્યેક વસ્તુ પ્રભુને અર્પણ કરીનેજ કરવી એવો નિયમ છે. પરંતુ એક વખત અર્પણ કરેલી વસ્તુ પોતે અથવા બીજાએ ભોગવ્યા પછી દેવના દેવ શ્રી કૃષ્ણ ભગવાનને અર્પણ કરવી યોગ્ય નથી.

**तस्मादादौ सर्वकार्यें सर्ववस्तुसमर्पणम् ॥**
**दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥ ६ ॥**
**नग्राह्यमिति वाक्यंहि भिन्नमार्ग परं मतं**

તસ્માદાદૌ સર્વકાર્યે, સર્વવસ્તુસમર્પણમ્ ।
દત્તાપહારવચનં તથા ચ સકલં હરે: ॥
ન ગ્રાહ્યમિતિ વાકયં હિ ભિન્ન માર્ગપરં મતં ॥

**ભાવાર્થ**–તેથી બધાં કામના આરંભમાં બધી વસ્તુઓ પ્રભુને અર્પણ કરવી. અને અર્પણ કરેલી બધી વસ્તુ પાછી ન લેવી તથા બધું હરિનું છે, એવાં વચનો છે, પણ પાછુ ન લેવું એવું વાકય બીજાં માર્ગ વાળાના મતમાં છે ( અ- અર્થાત્ અર્પણ કરેલું પ્રસાદ રૂપ ગ્રહણ કરી શકાય એ સિદ્ધાન્ત છે. )

**सेवकानां यथा लोके व्यवहारः प्रसिध्यति**
**तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥७॥**

સેવકાના યથા લોકે વ્યવહારઃ પ્રસિદ્ધ્યતિ ॥ ૭ ॥
તથા કાર્યં સમર્પ્યૈવ સર્વેષાં બ્રહ્મતાતતઃ ॥

ભાવાર્થ–જેવી રીતે લોકમાં સેવકોનો વ્યવહાર પ્રસિદ્ધ છે (સેવકો સ્વામિનિ આજ્ઞા લઇને બધું કામ કરે છે. એ લોકમાં પ્રસિદ્ધ છે) તેમજ વૈષ્ણવોએ તમામ કાર્ય પ્રભુને અર્પણ કરીને કરવાં. તેવી રીતે કરેલાં કાર્યોને પણ બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે. (એટલે કર્તાને હું કરૂં છું એમ ન રહેવાથી તેને કંઈ પણ પાપપુણ્ય લાગતું નથી.)

गंगात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ॥ ८ ॥
गंगात्वेन निरुप्या स्यात् तद्वदत्रापि चैव हि ॥

ગંગાત્વં સર્વદોષાણાં ગુણદોષાદિ વર્ણના ॥ ૮ ॥
ગંગાત્વેન નિરૂપ્યા સ્યાત્ તદ્વદત્રાપિ ચૈવ હિ ॥

ભાવાર્થ–જેવી રીતે ગંગામાં રહેલા ગુણ અને દોષ ગંગારૂપજ મનાય છે તેમજ અહીં પણ પ્રભુને અર્પણ કરેલી સર્વ વસ્તુઓના ગુણ દોષ પણ પ્રભુરૂપજ થઇ જાય છે.

इति श्रीमद्वल्लभाचार्यविरचितं सिद्धान्तरहस्यं

सम्पूर्णम्

# श्री कृष्णाश्रयः

सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि
पाखण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥१॥

સર્વમાર્ગેષુ નષ્ટેષુ, કલૌ ચ ખલધર્મિણિ
પાખંડપ્રચુરે લોકે, કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૧ ॥

ભાવાર્થ-ધર્મનાં સર્વ બંધારણો તુટી ગયાં છે. અને ઘોર કળિયુગ આવ્યો તેથી જગત્‌માં અનેક પ્રકારનાં પાખંડો ફેલાઈ રહ્યાં છે. એવા સમયમાં શ્રી કૃષ્ણ મારી ગતિ થાઓ.

म्लेच्छाक्रान्तेषु देशेषु पापैकनिलयेषु च
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥ २ ॥

મ્લેચ્છાક્રાન્તેષુ દેશેષુ, પાપૈકનિલયેષુ ચ
સત્પીડાવ્યગ્રલોકેષુ, કૃષ્ણ એવ ગતિર્મમ. ॥ ૨ ॥

ભાવાર્થ-પવિત્ર સ્થળો મ્લેચ્છોએ ઘેરી લીધાં છે, તેને લીધે પ્રવિત્ર સ્થળોમાં અનેક પ્રકારનાં પાપ થાય છે અને સત્પુરૂષોને દુઃખ થતું જોઇ લોકો વ્યાકુલ થાય છે ત્યારે કૃષ્ણ મારી ગતિ થાઓ.

गङ्गादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह
तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम ॥ ३ ॥

ગઙ્ગાદિતીર્થવર્યેષુ દુષ્ટૈરેવાવૃતેષ્વિહ
તિરોહિતાધિદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૩ ॥

ભાવાર્થ—ગંગા ઇત્યાદિ પવિત્ર તિર્થોમાં દુષ્ટ પુરૂષો વાસ કરે છે, તેથી તીર્થોમાંનુ દેવપણું અદૃશ્ય થયું છે ત્યારે શ્રી કૃષ્ણ મારી ગતિ થાઓ.

अहंकारविमूढेषु सत्सुपापानुवर्तिषु
लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ४ ॥

અહંકાર વિમૂઢેષુ સત્સુપાપાનુવર્તિષુ
લાભપૂજાર્થયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૪ ॥

ભાવાર્થ—પંડિતો અભિમાન વડે મૂઢ બુદ્ધિવાળા અને પાપીઓને અનુસરનારા થયા છે તથા લાભ મેળવવા અને પૂજાવા માટે મહેનત કરનારા થયા છે એ વખતે શ્રી કૃષ્ણ પ્રભુ એજ મારી ગતિ થાઓ.

अपरिज्ञाननष्टेषु मन्त्रेष्वव्रतयोगिषु
तिरोहितार्थदैवेषु कृष्ण एव गतिर्मम ॥ ५ ॥

અપરિજ્ઞાનનષ્ટેષુ મન્ત્રેષ્વવ્રતયોગિષુ
તિરોહિતાર્થદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૫ ॥

ભાવાર્થ-મંત્રોનું રહસ્ય, ફળ અને તેમના દેવતા વિગેરેનું બરાબર જ્ઞાન ન હોવાથી તેમજ મંત્રોના વ્રતો નહીં પાળેલા હોવાથી તેના અર્થ અને દેવતાઓનું સ્વરૂપ અદ્દશ્ય થયું છે, અર્થાત્ મંત્રો સંપૂર્ણ ફળ આપી શકતા નથી; એવે વખતે શ્રી કૃષ્ણજ મારી ગતિ થાઓ.

**नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु**
**पाखंडैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ६ ॥**

નાનાવાદવિનષ્ટેષુ સર્વકર્મવ્રતાદિષુ
પાખંડૈકપ્રયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૬ ॥

ભાવાર્થ-સર્વ પ્રકારનાં વ્રત અને અંતઃકરણની શુદ્ધિ કરનારાં કર્મો અને વ્રતો અનેક પ્રકારના વાદવિવાદથી નાશ પામેલાં છે, તથા તે કર્મ અને વ્રતોમાં માત્ર પાખંડનોજ યત્ન થાય છે, એવા વખતે શ્રી કૃષ્ણ એજ મારી ગતિ થાઓ.

**अजामिलादि दोषाणां नाशकोऽनुभवे स्थितः**
**ज्ञापिताखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ॥७॥**

અજામિલાદિ દોષાણાં નાશકોનુભવે સ્થિતઃ
જ્ઞાપિતાખિલ માહાત્મ્યઃ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૭ ॥

ભાવાર્થ-અજામિલ ઇત્યાદિ મહાન પાપીઓના પાપોને નાશ કરી જેમણે માહાત્મ્ય બતાવેલું છે તેથી જેઓ અનુભવમાં આવેલા છે એવા તે શ્રીકૃષ્ણજ મારી ગતિ થાઓ.

प्राकृताः सकला देवा गणितानंदकं बृहत्
पूर्णानंदो हरिस्तस्मात् कृष्ण एव गतिर्मम ॥८॥

પ્રાકૃતાઃ સકલા દેવા ગણિતા નંદકં બૃહત્
પૂર્ણાનંદો હરિસ્તસ્માત્ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૮ ॥

ભાવાર્થ-સમસ્ત દેવતાઓ શ્રી કૃષ્ણચંદ્રની પ્રકૃતિથી ઉત્પન્ન થએલા હોવાથી સાધારણ છે અને અક્ષરબ્રહ્મ થોડા આનંદ વાળું છે, પરંતુ હરિ શ્રી કૃષ્ણજ પૂર્ણ આનંદમય છે, એટલા માટે શ્રી કૃષ્ણજ મારી ગતિ થાઓ.

विवेकधैर्यभक्त्यादिरहितस्य विशेषतः
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥९॥

વિવેક ધૈર્યભકત્યાદિ રહિતસ્ય વિશેષતઃ
પાપાસક્તસ્ય દીનસ્ય કૃષ્ણએવ ગતિર્મમ ॥ ૯ ॥

ભાવાર્થ-વિવેક ધૈર્ય ભક્તિ વિગેરે કંઇ પણ મારામાં નથી એટલુંજ નહિ પણ પાપમાં આસક્તિવાળો છું અને અજ્ઞાન છું, તો શ્રી કૃષ્ણજ મારી ગતિ થાઓ.

सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत्
शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहं ॥१०॥

સર્વસામર્થ્ય સહિતઃ સર્વત્રૈવા ખિલાર્થકૃત્
શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહં ॥ ૧૦ ॥

**ભાવાર્થ**-તમામ પ્રકારના સામર્થ્યવાળા અને તમામ પ્રકારના કાર્ય સિદ્ધ કરનારા અને શરણે આવેલાનો ઉદ્ધાર કરનારા શ્રી કૃષ્ણચંદ્રને હું વિનવું છું, અર્થાત્ શ્રીકૃષ્ણચંદ્રની હું પ્રાર્થના કરૂં છું.

**कृष्णाश्रयमिदंस्तोत्रं यः पठेत् कृष्णसन्निधौ**
**तस्याश्रयो भवेत् कृष्णइतिश्रीवल्लभोऽब्रवीत् ॥११॥**

કૃષ્ણાશ્રયમિદંસ્તોત્રં યઃપઠેત્ કૃષ્ણસન્નિધૌ
તસ્યાશ્રયો ભવેત્ કૃષ્ણ ઇતિ શ્રી વલ્લભોઽબ્રવીત્ ॥ ૧૧ ॥

**ભાવાર્થ**-આ કૃષ્ણાશ્રય સ્તોત્રનો જે વૈષ્ણવ શ્રીકૃષ્ણચંદ્રની સમીપમાં ભણે છે તેને શ્રીકૃષ્ણચંદ્ર આશ્રયરૂપ થાય છે એ પ્રમાણે આચાર્ય શ્રી મહાપ્રભુજી કહે છે.

---

# नवरत्नम्

**चिंता कापि न कार्या निवेदितात्मभिःकदापि**
**भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम्**

ચિંતા કાપિ ન કાર્યા નિવેદિતાત્મભિઃ કદાપિ ॥
ભગવાનપિ પુષ્ટિસ્થો ન કરિષ્યતિ લૌકિકીં ચ ગતિમ્॥૧॥

**ભાવાર્થ**-જેમણે બ્રહ્મ સંબંધ કર્યો છે, તેમણે કોઇપણ દિવસ

કોઇ પણ જાતની ચિંતા કરવી નહીં. કારણ કે ભગવાન પણ પુષ્ટિસ્થ છે એટલે લૌકિક ગતિ કરશે નહીં.

निवेदनं तु स्मर्तव्यं सर्वदा तादृशैर्जनैः ॥
सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ॥२॥

નિવેદનં તુ સ્મર્તવ્યં સર્વથા તાદ્રશૈર્જનૈઃ ॥
સર્વેશ્વરશ્ચ સર્વાત્મા નિજેચ્છાતઃ કરિષ્યતિ ॥ ૭ ॥

ભાવાર્થ—અનન્ય ભગવદીયો સાથે હંમેશાં બ્રહ્મ સંબંધનું સ્મરણ કરવું, એટલે સર્વના ઇશ્વર અને સર્વના આત્મારૂપ શ્રી કૃષ્ણ તમામ કાર્ય પોતાની ઇચ્છાથી કરશે.

सर्वेषां प्रभुसंबंधो न प्रत्येकमिति स्थितिः ॥
अतोऽन्य विनियोगेऽपि चिंता का स्वस्य सोऽपिचेत्॥३।

સર્વેષાં પ્રભુ સંબંધો ન પ્રત્યેકમિતિ સ્થિતિઃ ॥
અતોન્ય વિનિયોગેપિ ચિંતા કા સ્વસ્ય સોપિચેત્ ॥ ૩ ॥

ભવાર્થ—બધાનો પ્રભુ સાથે સંબંધ છે એકલાનો નથી એટલા માટે કોઈ પણ વસ્તુ બીજાના ઉપયોગમાં આવે તો પણ શી ચિંતા છે, તે પણ પ્રભુનો છે.

अज्ञानादथवा ज्ञानात्कृतमात्मनिवेदनम् ॥
यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ॥४॥

અજ્ઞાનાદથવા જ્ઞાનાત્કૃતમાત્મનિવેદનમ્ ॥
યૈઃ કૃષ્ણુસાત્કૃત પ્રાણૈસ્તેષાં કા પરિદેવના ॥ ૪ ॥

ભાવાર્થ–અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેમણે બ્રહ્મસંબંધ કર્યો છે, અને જેમણે પોતાના પ્રાણ પ્રભુમાં જોડી દીધા છે, તેમને શી ચિંતા છે?

**तथा निवेदने चिंता त्याज्या श्रीपुरुषोत्तमे ॥**
**विनियोगेऽपि सा त्याज्या समर्थोहि हरिः स्वतः॥५॥**

તથા નિવેદને ચિંતા ત્યાજ્યા શ્રી પુરૂષોત્તમે ॥
વિનિયોગેપિ સા ત્યાજ્યા સમર્થોહિ હરિ સ્વતઃ ॥ ૫ ॥

ભાવાર્થ–તેવીજ રીતે શ્રી પુરૂષોત્તમ પ્રભુમાં નિવેદનના (અંગિકારના) સંબંધમાં ચિંતા છોડી દેવી, કારણકે પ્રભુ સમર્થ છે તો વસ્તુના ઉપયોગ સંબંધિ ચિંતા પણ છોડી દેવી.

**लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति ॥**
**पुष्टिमार्गस्थितो यस्मात्साक्षिणो भवताखिलाः ॥६॥**

લોકે સ્થાસ્થ્યં તથા વેદે હરિસ્તુ ન કરિષ્યતિ ॥
પુષ્ટિમાર્ગ સ્થિતો યસ્માત્સાક્ષિણો ભવતાખિલાઃ ॥૬॥

ભાવાર્થ–પુષ્ટિ માર્ગમાં રહેલા હરિ લોક તથા વેદમાં શાન્તિ નહીં આપે ( પ્રભુ મનોવાંછીત નહીં આપે ) માટે તદ્દન સાક્ષી તરીકે રહેવું અર્થાત્ ફળની આભિલાષા રાખવી નહીં.

सेवाकृतिर्गुरोराज्ञा बाधनं वा हरीच्छया ॥
अतः सेवापरं चित्तं विधाय स्थीयतां सुखम् ॥७॥

સેવાકૃતિર્ગુરોરાજ્ઞા બાધનં વા હરીચ્છયા ॥
અતઃ સેવાપરં ચિત્તં વિધાય સ્થીયતાં સુખં ॥ ૭ ॥

ભાવાર્થ–ગુરૂની આજ્ઞા પ્રમાણે સેવા કરવી. પ્રભુ ઇચ્છાએ કોઇ પણ બાધ આવે તો પ્રભુ ઇચ્છા માન્ય કરવી; માટે ચિત્તને સેવા પરાયણ કરીને સુખથી રહો.

चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ॥
तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् ॥८॥

ચિત્તોદ્વેગં વિધાયાપિ હરિર્યદ્યત્કરિષ્યતિ ॥
તથૈવ તસ્ય લીલેતિ મત્વા ચિન્તાં દ્રુતં ત્યજેત્ ॥ ૮ ॥

ભાવાર્થ–મનમાં ચિંતા થાય તો પણ પ્રભુ જે કરશે તે તેમની લીલાજ છે, એમ માનીને ચિંતા છોડી દેવી.

तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ॥
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥ ९ ॥

તસ્માત્સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃ શરણં મમ ॥
વદદ્ભિરેવ સતતં સ્થેયમિત્યેવ મે મતિઃ ॥ ૯ ॥

ભાવાર્થ–એટલા માટે સર્વ ભાવથી હંમેશાં श्रीकृष्णःशरणं मम બોલતા રહેવું એ પ્રમાણે મારૂં માનવું છે.

इति श्रीमद्वल्लभाचार्य विरचितं नवरत्नं समाप्तम्

# अथ चतुःश्लोकी.



**सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः**
**स्वस्यायमेव धर्मोहि नान्यः क्वापि कदाचन ॥१॥**

સર્વદા સર્વ ભાવેન ભજનીયો વ્રજાધિપઃ ॥
સ્વસ્યાય મેવ ધર્મોહિ નાન્યઃ ક્વાપિ કદાચન ॥ ૧ ॥

ભાવાર્થ-તમામ ભાવથી વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણ સેવવા યોગ્ય છે, કારણકે સ્વજનનો એ ધર્મ છે. કોઈ પણ કાળે અથવા કોઈપણ જગાએ બીજો ધર્મ નથી.

**एवं सदास्मत्कर्तव्यं स्वयमेव करिष्यति ॥**
**प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिंततां व्रजेत् ॥२॥**

એવં સદાસ્મ કર્તવ્યં સ્વયમેવ કરિષ્યતિ ॥
પ્રભુઃ સર્વ સમર્થોહિ તતો નિશ્ચિંતતાં વ્રજેત્ ॥ ૨ ॥

ભાવાર્થ-પ્રભુ સેવા એજ કર્તવ્ય છે ભક્તનાં કાંમ પ્રભુ પોતાની મેળેજ કરશે. કારણ-પ્રભુ સર્વ સમર્થ છે, માટે નિશ્ચિંત રહેવું.

यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ॥
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥ ३ ॥

યદિ શ્રી ગોકુલાધીશો ધૃત: સર્વાત્મના હૃદિ ॥
તત: કિમપરં બ્રૂહિ લૌકિકૈ વૈદિકૈ રપિ ॥ ૩ ॥

ભાવાર્થ-જો સર્વાત્મભાવથી શ્રીગોકુલના અધિપતિ શ્રીકૃષ્ણચંદ્ર હૃદયમાં ધારણ કર્યા, તો પછી લૌકિક અને વૈદિક કર્મોથી શું વધારે છે. ?

अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः ॥
स्मरणं भजनं चापि न त्याजमितिमे मतिः ॥४॥

ભાવાર્થ-એટલા માટે શ્રી ગોકુલેશ્વર (શ્રીકૃષ્ણચંદ્ર) ના ચરણ કમલનું સ્મરણ અને ભજન તજવું નહીં એ પ્રમાણે મારૂં માનવું છે.

इतिश्रीमद्वल्लभाचार्य विरचिता चतुःश्लोकी समाप्ता॥

श्री कृष्णार्पणमस्तु



# श्री बालबोधः

नत्वा हरिं सदानन्दं सर्वसिद्धान्तविग्रहम्
बालप्रबोधनार्थाय वदामि सुविनिश्चितम् ॥१॥

નત્વા હરિં સદાનન્દં સર્વ સિદ્ધાન્ત વિગ્રહમ્ ॥
બાલ પ્રબોધનાર્થાય વદામિ સુવિનિશ્ચિતમ્ ॥ ૧ ॥

**ભાવાર્થ**—સદા આનંદ રૂપ શ્રી હરિ (શ્રીકૃષ્ણ) ને નમસ્કાર કરીને બાળકોને ( માર્ગીય ) બોધ કરવાને માટે સારી રીતે નિશ્ચય કરેલા સર્વ પ્રકારના સિદ્ધાન્તોને કહુંછું. ॥ ૧ ॥

धर्मार्थकाममोक्षाख्याश्चत्वारोर्थामनीषिणाम् ॥
जीवेश्वरविचारेण द्विधा ते हि विचारिताः ॥२॥

ધર્માર્થકામમોક્ષાખ્યાશ્ચત્વારોર્થામનીષિણામ્ ॥
જીવેશ્વરવિચારેણ દ્વિધા તે હિ વિચારીતાઃ ॥ ૨ ॥

**ભાવાર્થ**--ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો જે બુદ્ધિશાળી માણુસોને મેળવવા યોગ્ય છે. તે જીવ વિચારિત, અને ઇશ્વર વિચારિત, એમ બબ્બે પ્રકારના છે.

अलौकिकास्तु वेदोक्ताः साध्यसाधनसंयुताः ॥
लौकिका रुषिभिः प्रोक्तास्तथैवेश्वरशिक्षया ॥३॥

અલૌકિકાસ્તુ વેદોક્તા સાધ્ય સાધન સંયુતાઃ ॥
લૌકિકા રૂષિભિઃ પ્રોક્તા સ્તથૈવેશ્વરશિક્ષયા ॥ ૩ ॥

ભાવાર્થ—સાધ્ય ( મેળવવાનું ) અને સાધન ( સહાય ) ની સાથે અલૌકિક પુરૂષાર્થ વેદોમાં કહેલા છે. અને લૌકિક પુરૂષાર્થો રૂષિયોએ ઈશ્વરની પ્રેરણાથી કહેલા છે. ॥ ૩ ॥

लौकिकांस्तु प्रवक्ष्यामि वेदादाद्यायतः स्थिताः ॥
धर्मशास्त्राणि नीतिश्च कामशास्त्राणि च क्रमात्॥४॥
त्रिवर्ग साधकानीति न तन्निर्णय उच्यते ॥

લૌકિકાંસ્તુ પ્રવક્ષ્યામિ વેદાદાદ્યાયતઃ સ્થિતાઃ
ધર્મશાસ્ત્રાણિ નીતિશ્ચ કામશાસ્ત્રાણિ ચ ક્રમાત્ ॥ ૪ ॥
ત્રિવર્ગ સાધકાનીતિ ન તન્નિર્ણય ઉચ્યતે ॥

ભાવાર્થ—પ્રથમ લૌકિક પુરૂષાર્થોને હું કહું છું, શાથી કે અલૌકિક પુરૂષાર્થો વેદમાં કહેલા છે. માટે લૌકિક પુરૂષાર્થો અનુક્રમથી ધર્મશાસ્ત્ર નીતિ અને કામશાસ્ત્ર એ ત્રણ ( ધર્મ અર્થ અને કામ ) નાં સાધક છે તેનો નિર્ણય કહેવાનો નથી.

मोक्षे चत्वारि शास्त्राणि लौकिके परतः स्वतः ॥
द्विधा द्वे द्वे स्वतस्तत्र सांख्ययोगौ प्रकीर्तितौ ॥
त्यागात्यागविभागेन सांख्ये त्यागः प्रकीर्तितः॥६॥

મોક્ષે ચત્વારિ શાસ્ત્રાણિ લૌકિકે પરતઃ સ્વતઃ ॥
દ્વિધા દ્વે દ્વે સ્વતસ્તત્ર સાંખ્યયોગૌ પ્રકીર્તિતૌ ॥
ત્યાગાત્યાગવિભાગેન સાંખ્યે ત્યાગઃ પ્રકીર્તિતઃ ॥ ૬ ॥

ભાવાર્થ—બીજાથી ( ઇશ્વરથી ) સાધ્ય લૌકિક મોક્ષને માટે ચાર શાસ્ત્રો છે તેમાં બે પ્રકાર છે તે દરેકમાં બબ્બે શાસ્ત્ર છે તેમાં જીવથી સાધ્ય મોક્ષ માટે સાંખ્ય અને યોગ ત્યાગ અને અત્યાગના વિભાગથી જાણીતાં છે. સાંખ્ય શાસ્ત્રમાં ત્યાગ કહેલો છે.

अहंता ममता नाशे सर्वथा निरहंकृतौ ॥
स्वरूपस्थो यदा जीवः कृतार्थः स निगद्यते ॥७॥

અહંતા મમતા નાશે સર્વથા નિરહંકૃતૌ ॥
સ્વરૂપસ્થો યદા જીવઃ કૃતાર્થઃ સ નિગદ્યતે ॥ ૭ ॥

ભાવાર્થ—જીવને હુંપણું અને મારાપણું નાશ થાય અને હમેશાં નિરાભિમાનપણું આવે તથા પોતે પોતાના સ્વરૂપમાં લીન થાય તે જીવ કૃતાર્થ કહેવાય છે. ( અર્થાત્ જીવ મોક્ષ પામેછે )

तदर्थं प्रक्रिया काचित् पुराणेऽपि निरूपिता ॥
ऋषिभि र्बहुधा प्रोक्ता फलमेकमबाह्यतः ॥८॥

તદર્થં પ્રક્રિયા કાચિત્ પુરાણેપિ નિરૂપિતા ॥
ૠષિભિર્બહુધા પ્રોક્તા ફલમેકમબાહ્યતઃ ॥ ૮ ॥

ભાવાર્થ-તેને માટે પુરાણમાં પણ ક્રિયા નિરૂપણ કરેલી છે તે રૂષિઓએ ઘણા પ્રકારે કહેલી છે. પરંતુ તેનું ફળ એકંદર રીતે એકજ છે.

**अत्यागे योगमार्गोहि त्यागोऽपि मनसैव हि ॥**
**यमादयस्तु कर्त्तव्याः सिध्धे योगे कृतार्थता ॥९॥**

અત્યાગે યોગમાર્ગોહિ ત્યાગોપિ મનસૈવ હિ ॥
યમાદયસ્તુ કર્ત્તવ્યાઃ સિધ્ધે યોગે કૃતાર્થતા ॥ ૯ ॥

ભાવાર્થ-ત્યાગ વિના પણ યોગ માર્ગમાં મોક્ષ સાધી શકાય છે કારણકે તેમાં ત્યાગ મનથી જ થાય છે તથા તેમાં કહેલા યમ નિયમાદિ કરવા તેથી યોગ સિદ્ધ થવાથી મોક્ષ થાય છે.

**पराश्रयेण मोक्षस्तु द्विधा सोऽपि निरूप्यते ॥**
**ब्रह्मा ब्राह्मणतां यातस्तद्रुपेण सुसेव्यते ॥ १० ॥**

પરાશ્રયેણ મોક્ષસ્તુ દ્વિધા સોપી નિરૂપ્યતે ॥
બ્રહ્મા બ્રાહ્મણતાં યાતસ્તદ્રુપેણ સુસેવ્યતે ॥ ૧૦ ॥

ભાવાર્થ-બીજાના આશ્રયથી ( ઈશ્વર ઈચ્છાથી ) મોક્ષ થાય છે તે પણ બે પ્રકારનો છે. કારણ કે બ્રહ્મા શિવ અને વિષ્ણુ એ જગત્‌ના ઈશ્વર ગણાય છે તેમાંથી બ્રહ્મા બ્રાહ્મણપણાને પામ્યા છે અને તે રૂપથી તે સેવાય છે.

ते सर्वार्था न चाद्येन शास्त्रं किंचिदुदीरितम् ॥
अतः शिवश्चविष्णुश्च जगतो हितकारकौ ॥११॥
वस्तुनःस्थितिसंहारौ कार्यौशास्त्रप्रवर्तकौ ॥

તે સર્વાર્થા ન ચાદ્યેન શાસ્ત્રં કિંચિદુદીરિતમ્ ॥
અતઃ શિવશ્ચ વિષ્ણુશ્ચ જગતો હિતકારકૌ ॥ ૧ ॥
વસ્તુનઃ સ્થિતિ સંહારૌ કાર્યૌ શાસ્ત્ર પ્રવર્તકૌ ॥

**ભાવાર્થ**–ધર્મ અર્થ કામ અને મોક્ષ બ્રહ્માથી પ્રાપ્ત થતા નથી. તેને માટે શાસ્ત્રમાં કંઇક કહેલું છે. પરંતુ જગત્‌નું કલ્યાણ કરનારા શિવ અને વિષ્ણુ છે તેઓ જગત્‌નું પાલન સંહાર કરે છે. અને એ બે દેવો મોક્ષ માર્ગના શાસ્ત્રના પ્રવર્તક છે.

ब्रह्मैव ताद्रशं यस्मात्सर्वात्मकतयोदितौ ॥ १२ ॥

બ્રહ્મૈવ તાદ્રશં યસ્માત્સર્વાત્મકત યોદિતૌ ॥ ૧૨ ॥

**ભાવાર્થ**–બ્રહ્મ જ બંને પ્રકારનું હોવાથી બંને સર્વાત્મારૂપે વર્ણવેલા છે.

निर्दोषपूर्णगुणता तत्तच्छास्त्रे तयोः कृता ॥
भोगमोक्षफले दातुं शक्तौ द्वावपि यद्यपि ॥१३॥
भोगः शिवेन मोक्षस्तु विष्णुनेति विनिश्चयः

નિર્દોષ પૂર્ણ ગુણતા તત્તચ્છાસ્ત્રે તયોઃકૃતા ॥
ભોગમોક્ષ ફલે દાતું શકતો દ્વાવપિ યદ્યપિ ॥ ૧૩ ॥
ભોગઃ શિવેન મોક્ષસ્તુ વિષ્ણુનેતિ વિનિશ્ચયઃ ॥

ભાવાર્થ-શિવ અને વિષ્ણુનું નિર્દોષ બ્રહ્મપણું પોતપોતાના શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે, તો પણ ભોગ અને મોક્ષરૂપી ફળ આપવાને બંને સમર્થ છે. પરંતુ શિવ ભોગ (વિલાસ) અને વિષ્ણુ ( મોક્ષ ) આપે છે એ નિશ્ચય છે.

लोकेऽपि यत्प्रभुर्भुंक्ते तन्न यच्छति कर्हिचित्॥१४॥

લોકેપિ યત્પ્રભુર્ભુંકતે તન્ન યચ્છતિ કર્હિચિત્ ॥ ૧૪ ॥

ભાવાર્થ-લોકમાં પણ જે વસ્તુ સ્વામિ (શેઠ) ભોગવે છે તે વસ્તુ નોકરને કદાપિ આપતા નથી.

अतिप्रियाय तदपि दीयते क्वचिदेव हि ॥
नियतार्थप्रदानेन तदीयत्वं तदाश्रयः ॥ १५ ॥
प्रत्येकं साधनं चैतद् द्वितीयार्थे महान् श्रमः

અતિ પ્રિયાય તદપિ દીયતે કવચિદ્દેવ હિ ॥
નિયતાર્થ પ્રદાનેન તદીયત્વં તદાશ્રયઃ ॥ ૧૫ ॥
પ્રત્યેકં સાધનં ચૈતદ્ દ્વિતીયાર્થે મહાન્ શ્રમઃ ॥

ભાવાર્થ-અતિ પ્રિય ભક્તને કદાચ પોતાની પ્રિય વસ્તુ પણ

આપે છે. પરંતુ પોતાને આપવાની વસ્તુ આપ્યા પછી તેનું જ દાસત્વ અને તેનોજ આશ્રય કરવાથી તેમની પ્રિય વસ્તુ પ્રાપ્ત થાય છે. પ્રત્યેક શિવ અથવા વિષ્ણુ એકજ વસ્તુના સાધનરૂપ છે પરંતુ બીજી વસ્તુને માટે મહાન શ્રમ પડે છે.

**जावाःस्वभावतो दुष्टा दोषभावाय सर्वदा ॥१६॥**
**श्रवणादि ततः प्रेम्णा सर्वं कार्यंहि सिद्धयति ॥**

જીવાઃ સ્વભાવતઃ દુષ્ટા દોષભાવાય સર્વદા ॥ ૧૬ ॥
શ્રવણાદિ તતઃ પ્રેમ્ણા સર્વં કાર્યંહિ સિદ્ધયતિ ॥

**ભાવાર્થ**–જીવો સ્વાભાવિક રીતેજ દુષ્ટ છે તેથી દોષોના નાશને માટે પ્રેમથી શાસ્ત્રનું શ્રવણ વગેરે કરવું, તેથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

**मोक्षस्तु सुलभो विष्णो र्भोगस्तु शिवतस्तथा॥१७॥**
**समर्पणेनात्मनो हि तदीयत्वं भवेद् ध्रुवम्**

મોક્ષસ્તુ સુલભો વિષ્ણો ર્ભોગસ્તુ શિવતસ્તથા ॥ ૧૭ ॥
સમર્પણેનાત્મનો હિ તદીયત્વં ભવેદ્ ધ્રુવમ્ ॥

**ભાવાર્થ**–વિષ્ણુથી મોક્ષ જલ્દી મળે છે, અને શિવથી ભોગ ( વિલાસ ) જલ્દી મળે છે. તથા આત્માનું સમર્પણ કરવાથી તેમનું ( દાસત્વ ) નિશ્ચય પ્રાપ્ત થાય છે.

अतदीयतया चापि केवलश्चेत्समाश्रितः ॥ १८ ॥
तदाश्रयतदीयत्वं बुद्ध्यै किंचित्समाचरेत् ॥
स्वधर्ममनुतिष्ठन्वै भारद्वैगुण्यमन्यथा ॥ १९ ॥

અતદીયતયા ચાપિ કેવલશ્ચેત્સમાશ્રિતઃ
તદાશ્રય તદીયત્વં બુધ્યૈ કિંચિત્સમાચરેત્ ॥
સ્વધર્મમનુતિષ્ઠન્વૈ ભારદ્વૈગુણ્યમન્યથા ॥ ૧૯ ॥

**ભાવાર્થ**—આત્મ સમર્પણ કર્યા શિવાય તેમનો કિંચિદ્ પણ આશ્રય લીધો હોય તો તેમનું દાસત્વ બુદ્ધિથી કરવું, અને તેમના આશ્રયથી પોતાના ધર્મ પ્રમાણે ચાલવું, નહીં તો બમણો ભાર થાય છે.

इत्येवं कथितं सर्वं नैतज्ज्ञाने भ्रमः पुनः

ઇત્યેવં કથિતં સર્વં નૈતજજ્ઞાને ભ્રમઃ પુનઃ ॥

**ભાવાર્થ**—એ પ્રમાણે મેં સર્વ જ્ઞાન કહ્યું તેમાં ફરીને ભ્રમ કરવો નહીં.

बालबोधः समाप्तः ॥

इतिश्री दुर्गाशङ्करात्मज हीरालाल शर्मणा सम्पादितो
ग्रंथरत्न समुच्चयः प्रथमो भागः
समाप्तः

# આશ્રય દાતાનો સ્મર્ણ લેખ.

આ સંસ્થામાં મહેસાણાના એક ગ્રહસ્થ તરફથી રૂ. ૧૫૧) પુસ્તકો છપાવવા માટે આપેલા તેવા ભગવત્ કૃપાપાત્ર ભગવદીને આ સંસ્થા તરફથી ધન્યવાદ આપવામાં આવે છે અને તેઓની આવી ઉદાર વૃત્તિને શ્રી દ્વારિકેશ પ્રભુ નિરંતર વૃદ્ધિગત કરો.

લિ. હીરાલાલ દુર્ગાશંકર

પંડયા.

# વિનંતી.

સર્વે વૈષ્ણવ બંધુઓને વિનંતી કરવામાં આવે છે કે, '
શ્રીકૃષ્ણલાલજી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય પાઠશાળા સ્થાપન થએ એ
વર્ષ થયું છે. તેટલી ટુંક મુદતમાં આ સંસ્થા તરફથી શ્રીકૃષ્ણાશ્રય
મંત્રરત્ન પંચક', નામસ્મરણ માલિકા, એવાં લઘુ પુસ્તકો બાહાર
પાડવામાં આવ્યાં છે. તેમાં કાંઇ દોષ હશેજ પણ મ્હારા વહાલા
વૈષ્ણવો એ દરગુજર કરશો. જેમના તરફથી યોગ્ય આશ્રય મળ્યો છે
મળે છે અને મળશે તેવા પુષ્ટિમાર્ગીયના પ્રેમી-ધર્માભિમાન-ધર્મન
આગળીને ધન્યવાદ ઘટે છે. પ્રીય વૈષ્ણવ બંધુઓ, આ સંસ્થા કોઇના
ઉદર નિર્વાહ માટે નથી, પણ સ્વધર્મની વૃદ્ધિ, પ્રેમ, જ્ઞાન વિજ્ઞાનન.
દિનપ્રતિદીન વૃદ્ધિ થઇ, વળી ભગવદ્ આશ્રય સિદ્ધ થઇ અંતે પરલૌ-
કનું કાર્ય સિદ્ધ થાય એજ ઉદ્દેશ છે. લઘુ પુસ્તકો બાહાર પાડવાનો
ઉદ્દેશ એવો છે કે આ સંસ્થા તરફથી વગર નોછાવરે નાના છોકરા
તથા નાની બાળાઓના સંસ્કાર સુધરે અને કુમળા મનમાં તેવા
સંસ્કારના બીજ રોપવાથી આગળ ઉપર તે મોટું વૃક્ષ થાય તેવા ઉદ્દે-
શથી તથા વૈષ્ણવ બંધુઓ તરફથી જેમ જેમ પૈસાનો આશ્રય મળતો
જશે તેમ તેમ આવા ગ્રંથો બાહાર પાડવામાં આવશે તે માટે દરેક
વૈષ્ણવ બંધુએ આ સંસ્થા ઉપર અત્યંત પ્રેમની લાગણી દર્શાવી જેનાથી
બને તેટલી પ્રથમ પૈસાની તે સાથે તનમનથી મદદ કરીજ જોઇએ
એવી ખાસ વિનંતી છે. જેમ જેમ આશ્રય મળશે તેમ તેમ આ સંસ્થાનો
લાભ ઘણા વૈષ્ણવોને મળે તેવી યોજના ચાલુ છે તે ઉપર ખાસ ધ્યાન
આપશો. આજ સુધી જેમણે આશ્રય આપ્યા છે તેમને ધન્યવાદ ઘટે છે.

**શ્રી કૃષ્ણશરણં મમ.**

ગોવિંદલાલ વ્રજભૂખણદાસ-એડા.